# ફક્કડલાલ.

નાયકણીના જલસાની બોલબાલા,
અને ૭૩૦૬
ફક્કડલાલનાં મોં કાળાં!

પ્રગટ કર્તા—"ગંડગડાટ."

મુંબઈ
"રામચંદ્ર"-પ્રિંટિંગ પ્રેસ,
ભુલેશ્વર ર. લો. ભોઈવાડા.

ઈ. સ. ૧૯૦૦

# ફુકડલાલ. ૭૩૫

---

## નાયકણીના જલસાની બોલબાલા,
## અને
## ફુકડલાલના મોં કાળા !

### પ્રકરણ ૧ લું.

બાયડી—આજે તો તમે કંઈ બહુ રોપમાં બહાર જાઓ છો ? કોહના વરઘોડામાં જવું છે કે શું ?

ફુકડ—ના હું.

બાયડી—ત્યારે કોહને ત્યાં પાટે બેસવાને જવું છે ?

ફુકડ—નહીં.

બાયડી—આહા ખરી વાત. આજે રવીવાર છે તેથી નાટક જોવાને જવું હશે ?

ફુકડ—નારે ના.

બાયડી—તો શું કોઈ દોસતદારને ત્યાં વાલકેશ્વર સેહેલ કરવા જતા હશો ?

પ્રકાડ—તેમ પણ નથી.

બાયડી—ત્યારે આટલો બધો ભપકો મારીને ક્યાં જવું છે તે કેહેશો ?

પ્રકાડ—એ તો એમ છે કે મારા એક મિત્ર તરફથી ચીઠી આવી છે તેથી રાતે જલસામાં તેની સાથે જવાનું છે.

બાયડી—જલસો તે શું વળી ? એ જલસો કેવો ?

પ્રકાડ—એ એક જાતની રાંડોની સભા મળે છે, અને તેમાં ગાનતાન થાય છે.

બાયડી—(કટાણું મોં કરીને) હવે સમજી ! એમ કહોની કે રાંડોના ચાળા-ચસકા જોવા જવું છે, અને ત્યાં જઇને પાંચ દસ રૂપીઆનું પાણી કરવું છે ! તમારા જેવા ગધેડા બીજા કોણ હશે? પોતાની બાયડી ને છોકરાંઓને એક દોઢીયું આપવું પડે તો જીવપર આવે, અને ત્યાં જઇને ડબોડબ રૂપીઆ બગાડશો ! એવા તમે ખરેખરા ગધેડા !

૫કુ:—એશ એશ છાનીમાની ! ત્યાં તો બધા સો પચાસ જણા આવશે તે શું બધા ગધેડા હશે કેમ ?

બાયડી—ગધેડા કરતાં પણ વધે ! ગધેડા તો હજી સારાં કે કુંભારને પણ કામ લાગે છે !

૫કુડ—જા, જા, મુરખની સરદાર ! મોંમાંથી તપાસીને બોલ; નહીં તો એક ખાસડું ખાશે !

બાયડી—ખરૂં જ તો ! પરણેતા બાયડીને ખાસડું તમે મારો અને બેલી રાંડોના ખાસડાં તમે ખાઓ, તે તો કેવાં વાહલાં હીમ જેવાં લાગતાં હશે ! અરે બળ્યો તમારો અવતાર ! ત મને તે હવે કોણ કેહેશે ?

૫કુડ—ચુપ રહે ચુ જંગલી જનાવર ! ઢેમ ફુલ !

બાયડી—ઠીક, ઠીક ! કરો તમારૂં કાળું ! બીજો શું ઉજેશકાર તમે કરવાના હતા જે ?

( ૫કુડલાલ રોપમાં ને રોપમાં ઘરમાંથી નીકળીને પોતાના મીત્ર ગબડગંડને ત્યાં પોહોંચ્યાં. )

## પ્રકરણ ૨ જું.

ગબડગંડ—આવની દોસ્ત. તારીજ રાહ જોઉં છું ને. આટલી બધી વાર કેમ લાગી ?

પકડ—શું કરૂં યાર, ઘરમાં બાયડી એવી કોઈ ખરાબ મળી છે કે રોજ ઉઠીને સંતાપે છે, અને જરા સારાં કપડાં પેહેરીને બાહાર નીકળ્યા કે જીવતી ડાકણની માફક ચાપી ચીંપાને પુછપરછ કરવા મંડી પડે છે ! તેની મોંકાણમાં વાર લાગી ગઈ !

ગબડગંડ- અરે બાયડીથી બીહીવાનું કેવું વળી ? એને તો એક લાત ને બીજી વાત કરી કે સીધી થઇ જાય ! એટલી પણ ખબર નથી ? હું મારી બાયડીને પધ કરૂં છું

પકડ —જાની ભાઇ, તારી બાયડીની વાત જુદી છે ને મારી બાયડીની વાત જુદી છે ! તારી બાયડી તો ભોટ છે ને મારી તો મહા ચતરીશી બતરીશી છે ! એટલે તેણીને સમજાવતાં જરા વિચાર કરવો પડે છે !

ગબડગંડ—છટ નાનસન્સ ! તું પણ ખરે ખરો બાથલો છે ! લે ચાલ હવે એ પિડા પડતી મુક ! વારૂં આજે જલસામાં કેટલા રૂપીઆ આપવા ધાર્યા છે ?

ફકડ—પાંચ દશ રૂપીઆ આપીશું વળી; બીજું શું ?

ગબડગંડ—નહીં, નહીં. તેમ કદી ચાલેજ નહીં. આપણી ઓળખાણ પીછાણનું ઘર પડ્યું તે કસમાં કમ કે સો રૂપીઆ, તો તારે આપવાજ પડશે !

ફકડ—મારી પાસે તો ફકત રૂપીઆ દશ રોકડા ગજવામાં છે !

ગબડગંડ—રોકડા તો એટલા બશ છે, પણ બાજે કંઇ દાગીનો છે કેની ?

ફકડ—દાગીનામાં તો આ સોનાનાં બટન ને સોનાના છેડા સાથેનું ઘડીઆળ છે.

ગબડગંડ—તો બશ છે. ફકત છેડો આપશે તો ચાલશે.

પકડ—આપીશ ત્યારે. તેમાં તે હવે શું મોટી દોલત છે? પણ હવે ચાલવું છે કે વાર છે?

ગપડગંડ—હવે જવુંજ જોઇએ; કેમકે આ પણજ ત્યાં જલદી જઇને બધી મેનેજ મનમાનતી કરવાની છે.

(થોડી વારમાં તેઓ બંને જણા નાયકણીને ત્યાં ગયા.)



## પ્રકરણ ૩ જું.

નાયકણી—આઇએ શેઠ, પધારીએ. બહોત જલદી આપકી સ્વારી આઈ! હા બન્નેમે આને વાલે થે સો દોકા ચાર બજ ગયે, ઓર અભી છ બી બજેંગે!

ગપડગંડ—આ ભાઈ સાહેબને લીધે વાર લાગી. એ મોડો આવ્યો તેથી મોડું થયું.

પકડ—મારીજ કસુર થઈ છે. મને માફ કરજો. વારૂ પણ હવે કામકાજ ફરમાઇએ?

નાયકણી—કામકાજ સબ હો ચુકા. અબ આપ ફક્ત બેઠો ઓર કુછ ખામી દેખો તો ફરમાના.

ફકડ (આમ તેમ જોઇને)—નહીં, કંઈજ ખામી નથી. લાઇટ પણ સરસ થશે, અને ફર નીચર પણ જેવો જોઇએ તેવોજ ભપકાદાર છે. બહુ સરસ કામ છે.

નાયકણી—મગર તુમેરે લાયક ફક્ત એક કામ હય શેઠજી.

ફકડ—બંદા બજાવવાને હાઝર છે. ફરમાઇએ.

નાયકણી—એક ડઝન ઉંચા બ્રાંડી બાના ચાહીએ.

ફકડ—બહુ સારૂં. હમણાં લઇ આવું છું. બી જી કંઇ ફરમાસ?

નાયકણી—નહીંજી. દુસરા કુછ નહીં. ફક્ત ઈતની તકલીફ હય શેઠજી.

ફકડ—અરે એમાં તકલીફ શાની? એ તો મા

રી ફરજ છે.

ગપ્પુડમંડ—જા ત્યારે લઈ આવ. પણ જોજે ચુપચાપ કશા કપડામાં લપેટીને હેલકરીની પાટીમાં ઉચકાવી લાવજે.

પકડ—હેલકરીનું કામ નહીં. એ તો હું બીજી તદબીર કરીશ.

એમ કહીને પકડલાલ તરતજ ઉઠીને ગયો, અને પોતાની પાસેનું સોનાનું ઘડીયાળ હતું તે એક મારવાડીને ત્યાં મારફેજ મુકીને તે ઉપર રૂ. ૨૫) લીધા, અને એક દારૂ વાળાની દુકાને વીકટેરીયામાં બેસીને ગયો, અને ત્યાંથી એક ડજન બાટલીઓ લઇને તે વીકટોરીયામાં પોતાની બેઠક પાસેજ ગોઠવાવી, અને તે ઉપર પોતાના ધોતીયાની પાટલી પોહોળી કરીને ઢાંકી, અને તે પ્રમાણે બાટલીઓ લઈને તરતજ નાયકણીને ત્યાં તે આવી પહોંચ્યો.

પકડ—લે આ બાટલીઓ પસંદ પડશેની?

નાયકણી—બહોત ઉમદા! બડી તાઝા! બહોત મહેરબાની હુઇ!

પ્રકડ—એમ દરેક વાતમાં મેહેરબાનીની વાત કરીને તું મને નીચું જોવડાવે છે! એમાં મેહેરબાની શાની વળી? એ તો મારી ફરજ છે. તારી સાથે મારે કંઇ જુદાઈ છે?

નાયકણી—નહીંજી, આપ મેરે મહેરબાન કદરદાન હોજી!

આ પ્રકારના રંગરાગ ચાલતાં રાત પડી, અને નવવાગતાને સુમારે બીજી સંખ્યાબંધ નાયકણીઓ તેમજ બીજા નોંતરેલા ગ્રહસ્થો—કહો કે કામાન્ધ કીડાઓ આવવા મંડ્યા, અને થોડી વારમાં દિવાનખાનું ચીકાર ભરાઈ ગયું; એટલે પછી મુઝરાની મઝા ઝામવા લાગી, અને ગાન તાનની ગમત ચાલુ થઈ. "વાહવા"ના શબ્દ બાણ સજડ છુટયાં, અને બ્રાન્ડીના ભકતરાજો(!) એ બાટલીના બુચ ખોલવા માંડ્યા! તેમને મનને ભાવતી લેહેજત શરૂ થઇ, અને તેમાં પ્રકડ મુંછ પ્રાંકડા તો એટલા બધા તાનમાં ગુલતાન બની ગયા, અને બાટલી ઢાંસીને એવા તો લેહે

રમાં આવી ગયા કે નાયકણીઓને વારાફરતી તમામ રૂપીઆ, સોનાનો છેડો અને સોનાનાં બટન આપીને " ફકડલાલ શેઠની જય " બોલાવવામાં બાકી રાખી નહીં ! આ પ્રમાણે ભાઇ સાહેબ પુરેપુરા બની ગયા, અને પાસેનું સઘળું ગુમાવીને પ્રભાતમાં આઠ વાગ્યા પછી ડોલતા મોલતા ચાડીયા જેવું મોં કરીને પોતાને ઘેર પધાર્યા !



## પ્રકરણ ૪ થું.

બાયડી—કાલના ગયાતા તે છેક અત્યારે આવ્યા ! અને ઉજાગરાથી મોં કેવું ફીકુંફચ થઇ ગયું છે ! મોં ઉપર તલભાર પણ તેજ તો છેજ નહીં ! જાણે તદ્દન ચાડીયા જેવું મોં દેખાય છે! અરેરે ! તમને તે ક્યારે સાન આવશે ? આવડા મોટા થયા, તોપણ ઘરની તો ફકરજ ભણી નો

હી ! તમારો અવતાર તે કેમ જશે ને તમારી સાથે અમારૂં જીવતર પણ કેમ જશે ? પેટે બચ્ચાં કચ્ચાં વળગેલાં છે તેની પણ તમને કશી ફકર કે કાળજી બળી છે ? ફકત બડાર ભટકવાનું જ શીખ્યા છો !

ફકડ—જો, હું તને સાફ કહું છું કે તારે મારી પંચાત કરવી નહીં, અને તેમ છતાં જો તારે ટકટકજ કરવી હશે તો હવે તને ચેતાવું છું કે તારો વાંસો ભાંગીને બેવડ કરી નાખીશ ! સમજી ? તારૂં ડોહોડ ડહાપણ મારી આગળ નહીં ચાલે !

બાયડી—એ બધા રોપ મારી આગળજ ચાલે છે તો ! રાંડની પાસે તો રતીભારે ઉપજતું નહીં હોય ! તેના હાથના તો ચપ્પા પણ ખાતા હશો ! પણ યાદ રાખજો કે તમે જરૂર પસ્તાસો ને ભીખ માંગતાજ થશો !

ફકડ—કેમ રાંડ બાકટી, વધારે બોલવા માંડ્યું કે ? (એમ કેહેતાંજ ફકડલાલે તેણીને ફડ દઈને તમાચો લગાવી દીધો ને બોલ્યો) કેમ ? હ

જી બોલવું છે કે? રાંડ કમજાત, તારાં તો હાડકાં ભાંગીને ભુક્કા કરી નાંખીશ! તું તે તારા મન માં શું સમજે છે? બોલતો નથી તેમ તેમ તો વધારે બોહુકે છે ને મારૂં અપમાન કરી જાય છે!

બાયડી—મારૂં કહેવું અપમાન લાગ્યું, અને પેલી રાંડ વેશ્યાની થાપડો તો મિઠી શાકર જેવી લાગતી હશે કેમ?

પ્રકુડ—જો વળી બોલી કે? ઉભી રહે રાંડ સંખણી! (કહીને તેણીનો ચોટલો પકડીને ધ બોચીને બોલ્યો) હજી વધારે જીભ ચલાવવી છે? હવે બોલી તો જીભજ કાપી નાંખીશ!

(બીચારી બાયડી હારીને તે વખતે તો દુર ખસી ગઇ.)

પ્રકુડલાલે પછી કપડાં કહાડીને ખીટીએ ટાં ગ્યા, અને પોતે કંટાળીને ઢાંલ્યેર ઉપર પડ્યો. આખી રાતનો ઉજાગરો હોવાથી થોડીજ વાર માં તેને ઉંઘ આવી ગઇ! બાદ તેની બાયડીની નજર તેનાં કપડાં પર પડતાંજ સોનાનાં બટ

ને સોનાનો છેડો દેખાયાં નહીં તેથી તેણીને વેહે મ પડ્યો, અને તેણી તરતજ ઉઠીને કપડાં જોવા લાગી તો ખરે તેમજ હતું ! તે સ્ત્રીએ માની લીધું કે " જરૂર એ બધું રાંડને ત્યાં આપી આવેલા ! " આમ માની તેણીએ સ્વત : અત્યંત કલપાંત કરવા માંડયું, અને ઘણીજ હાય અફસોસમાં પડી ખુબ રડવા લાગી ! એટલામાં બાઇ સાહેબની સ્વારી ઉંઘમાંથી જાગી, અને જાગતાં વારજ તેણે વીચાર કીધો કે " સોનાનાં બટન અને સોનાના છેડાને માટે હવે એ રાંડને જ ગળે પડું ને એનેજ માથે ચોરી ચઢાવું કે જેથી એ જણસોને માટે એ રાંડ ફફડાટ કરવાનું જ ભુલી જાય ! એ તાજા ખાસો છે ! " એમ મનસુબો લગાવી તે ધીમે રહીને ગજવામાંથી બીડી કહાડવાને મસે ઉઠયો, અને ગજવામાં હાથ ઘાલે છે તે પહેલાં બુમ પાડી ઉઠયો " અરે આ બદનમાંથી મારાં સોનાનાં બટન અને સોનાનો છેડો તથા સોનાનું ઘડીઆળ, એ બધું ક્યાં

ગેપ થઇ ગયું ? ! જરા મારી આંખ મળી એ ટલામાંજ ડબ્બો ગુમ કે ? ! વાહરે વાહ ! ( પોતાની સ્ત્રીને ) એ રાંડ ચોરટી, તેં બધું કહાડી લીધું કે ? બોલ ખરેખરૂં, નહીં તો તારો જીવ લઇશ ! "

બાયડી—મને તો ખબરે નથી ને હું તો તમારા બદનને અડકીએ નથી ! તમેજ રાંડને ત્યાં આપી આવ્યા હશો ને મને ગળે પડો છો કે ? ! એ ધંધો સારો ! એ તમારી હીકમત ખાસી મઝાની ! એમ કરીને મને ગભરાવવાનું કરતા હશો, કેમ ? અને એમ કરો એટલે તમારી ચાલ ઢંકાઇ જાય ! શું તમારી ઉસ્તાદી ને શું તમારી કળા ! " ચોર કોટવાલને ડંડે " તેવી વાત કરો છો તો !

પકડ—શું બોલી ? રાંડ ચોરી કરીને વળી શીરજોરી કરે છે કે ? ( એમ કહીને તે બાપડીને લાકડીના સપાટા લગાવતો જાય છે ! ) બોલ, ક્યાં સંતાડયું છે ? કહી દે ખરૂં !

બાયડી—હાય હાય મને નહીં મારો! મેં ન થી લીધું! ખરેખરૂં કહું છું કે મને ખબર નથી!

પણ ૫કડલાલે તો પોતાનીજ વાત પકડી રાખી, અને પોતાની ચોરી છુપાવવાને ખાતર તેણીનેજ માથે ચોરી ચઢાવી! થોડાક સપાટા લગાવ્યા પછી તે શાંત પડયો, અને બિચારી ગરીબ ગાય જેવી સ્ત્રી અનહદ કલપાંત કરતી રહી, અને તેણીએ તે સોનાની વસ્તુઓ વિષે વધુ પુછપરછ કરવાનુંજ મુકી દીધું, કે જે વાત ૫કડલાલને તો મનગમતીજ થઈ પડી, અને તેણે પણ હવે તે કથા ફરીને કહાઢીજ નહીં! પોતાનું પાપ પોતાનાજ મનમાં સમાવી રાખ્યું!

થોડા દાહડા ગયા પછી ૫કડલાલની હાલત ઘણીજ ખરાબ થઈ ગઈ, અને તે ભુખે મરવા જેવી દશાએ પહોંચ્યો, અને ત્યારેજ તેને ભાન આવ્યું કે "મારી બાયડીની શીખામણ તે સારી હતી, પણ જુવાનીના જોસમાં અને

છકેલપણાના તોરમાં મેં તેણીને પત કરી નહીં, અને કુછંદે ચાલવાથીજ મારી આવી દશા થઈ !" આવો પસ્તાવો થયો, અને પછી તેણે પોતાની કુટેવ છોડવાથીજ તે પાછલી અવસ્થામાં થોડો ઘણો સુખી પણ થયો.



# સુંદરી વીલાસ, હેર ઓઇલ.

અમર હીમને મુખથી, સિંહ દિયે આશીષ;
આ દીપક જેમાંથી, નિત દિપાવે શીષ.

## આ ખુશબોદાર તેલની ખુબી વાંચો!

વાળ નરમ અને સુગંધ્યા થાય છે.
વાળ વધે છે ને માથામાં ઠંડક થાય છે.
વાળ ખરતા નથી ને માથું દુખતું નથી.
વાળમાં જુ કે લીખ થવા પામતી નથી
વાળ પાકતા નથી ને હમેશ કાળા રહે છે

કિંમત શીશી એકના ૪ આના.

**બી. સી. પગા અને કંપની,**

ચાંપા કાંટા પાયધુની—મુંબઈ.